એમ જે પહેલા કહ્યું, તે અક્ષરરચનાની અપેક્ષાએ જાણવું. આ વાક્યોનું રહસ્ય એ છે કે–શ્રી તીર્થપ્રવર્ત્તન સમયે શ્રી તીર્થંકર દેવ શરૂઆતમા પૂર્વગત સૂત્રાર્થ પ્રરૂપણા કરે છે. ને ગણધર દેવ શરૂઆતમા પૂર્વોની રચના કરે છે. પછી શ્રીઆચારાંગાદિને રચીને પહેલું આચારાંગ, બીજું સૂત્રકૃતાંગ, ત્રીજું સ્થાનાંગ વગેરે ક્રમે અંગસૂત્રની સ્થાપના કરે છે, એમ શ્રીનંદીસૂત્રની ચૂર્ણિ ટીકા વગેરે અનેક શાસ્ત્રોમા જણાવ્યું છે. ૮૫

**૮૬. પ્રશ્ન**—દ્રવ્ય ચક્રવર્તિ રાજાઓ એટલે ભવિષ્યમા થનારા ચક્રવર્તિ રાજાઓ છ ખંડની સાધના કરતી વખતે કેટલા અઠ્ઠમ કયા નિમિત્તે કરે છે?

**ઉત્તર**—૩–જંબૂદ્વીપ સંગ્રહણીમા જણાવેલા માગધ વરદામ અને પ્રભાસ–આ ત્રણ તીર્થોના અધિષ્ઠાયક દેવના ત્રણ અઠ્ઠમ કરે, ૪–૫–સિંધુદેવીનો અને ગંગાદેવીનો અઠ્ઠમ–આ બે અઠ્ઠમ, ૬–વૈતાઢ્ય પર્વતના અધિષ્ઠાયક દેવનો એક અઠ્ઠમ ૭–૮ તિમિસ્રા અને ખંડપ્રપાતા એ બે ગુફાના અધિપતિ કૃતમાલ અને નાટ્યમાલ દેવના બે અઠ્ઠમ, ૯–ક્ષુલ્લક હિમવાન પર્વતના દેવનો એક અઠ્ઠમ, ૧૦–વૈતાઢ્ય પર્વતના વિદ્યાધર મહારાજાનો એક અઠ્ઠમ, ૧૧–નવનિધાનના દેવનો એક અઠ્ઠમ, ૧૨–રાજધાનીની અધિષ્ઠાયક દેવીનો એક અઠ્ઠમ, ૧૩–રાજ્યાભિષેક નિમિત્તે એક અઠ્ઠમ–આ રીતે છ ખંડ સાધતા ચક્રવર્તી રાજાઓ તેર અઠ્ઠમ કરે છે. તેમા કર્મનિર્જરાનો મુદ્દો નથી, તેથી તે દ્રવ્ય અઠ્ઠમ કહેવાય. એમ શ્રી લોકપ્રકાશાદિમા જણાવ્યું છે. ૮૬

## સમાચાર

**દીક્ષા**—ખંભાતમા અષાઢ સુદિ ૧૦ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયઅમૃતસૂરિજી મહારાજે એક ભાઈને દીક્ષા આપી દીક્ષિતનું નામ મુ શ્રી. કીર્તિપ્રભવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિમહારાજ શ્રી સુમિત્રવિજયજીના શિષ્ય બનાવ્યા.

**કાળધર્મ**—ધોધામા શ્રાવણ સુદિ ૧૦ ના દિવસે પૂજ્ય આચાર્યમહારાજ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજના પ્રશિષ્ય પૂજ્ય મુનિમહારાજ શ્રી સંતોષવિજયજી કાળધર્મ પામ્યા.

**પાઠશાળા**—ખંભાતમા શેઠશ્રી બુલાખીદાસ નાનચંદ તરફથી ચતુર્વિધ શ્રીસંઘના અભ્યાસ માટે 'સ્યાદ્વાદ સંસ્કૃત પાઠશાળા'ની સ્થાપના કરવામા આવી

## સ્વીકાર

**શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર**—તૈયાર કરનાર–શેઠ શ્રી કુંવરજી આણંદજી, પ્રકાશક–શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર, પૃષ્ઠ સંખ્યા ૮૦; મૂલ્ય–**ચાર આના.**

# "શ્રી જૈન સત્ય પ્રકાશ"

## નું

## सातमा वर्षनुं विषय – दर्शन

### પ્રતિકાર



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ



## તત્ત્વજ્ઞાન

## સ્તુતિ–સ્તોત્ર–સ્તવન આદિ



## તંત્રીની નોંધ



## ચિત્રો





# સૂચના

★ આ અંકે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું સાતમું વર્ષ પૂરું થાય છે એટલે આવતો અંક આઠમા વર્ષના પહેલા અંક તરીકે પ્રસિદ્ધ થશે

★ આ અંકની જેમ હવે પછીનો અંક પણ સમય સર પ્રગટ કરવાનો ઇરાદો છે, છતાં અત્યારના અચોક્કસ સંયોગોના કારણે તેમાં વિલંબ થાય તો તે નભાવી લેવા અને પત્ર લખી તપાસ ન કરવા વાચકોને વિનતી છે

★ ઘણા ખરા ગ્રાહક ભાઇઓનું લવાજમ આ અંકે પૂરું થાય છે. તો જેમનુ લવાજમ પૂરુ થતું હોય તેમને નવા વર્ષના લવાજમના બે રૂપિયા મોકલી આપવા વિનંતી છે. લવાજમ પૂરુ થયાની સૂચના મોકલ્યા પછી જેમના તરફથી લવાજમની રકમ અથવા ટપાલથી બીજી કંઇ સૂચના નહીં મળે તેમને નવો અંક ૨–૪–૦ (સવા બે રૂપિયા)ના વી પી થી મોકલવામાં આવશે આ વી પી સ્વીકારી લેવા અને તેને પાછું વાળીને સમિતિને નાહકના ટપાલ ખર્ચમા ન ઉતારવા સૌ ગ્રાહકભાઇઓને અમે આગ્રહપૂર્વક વિનતી કરીએ છીએ

★ માસિકના આગામી અંક માટે જૈન ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, શિલ્પસ્થાપત્ય, કળા, સાહિત્ય વિષયક લેખો મોકલવાનુ પૂજ્ય મુનિરાજોને તથા વિદ્વાનોને અમે આમત્રણ કરીએ છીએ

★ સમિતિ તથા માસિકનો નભાવ શ્રીસંઘ તરફથી મળતી મદદથી થતો હોવાથી, યોગ્ય અવસરે સમિતિ તથા માસિકને આર્થિક સહાય કરવાનો ઉપદેશ આપવાની સર્વ પૂજ્ય મુનિવરો કૃપા કરે એવી અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે

વ્યવસ્થાપક

અવશ્ય મંગાવો

# શ્રી જૈન સત્ય પ્રકાશનો ત્રીજો વિશેષાંક

# દીપોત્સવી-અંક

૨૫૨ પાનાના દળદાર અને સચિત્ર આ વિશેષાંકમાં વીર નિર્વાણ સં. ૧૦૦૦થી વીર નિર્વાણ સં ૧૭૦૦ સુધીનાં ૭૦૦ વર્ષના જૈન ઇતિહાસને લગતી વિવિધ વિષયની સામગ્રી આપવામાં આવી છે. તેમજ અનેક ચિત્રોથી અંકને સુશોભિત બનાવવામાં આવ્યો છે. દરેક જૈન ઘરમાં આ અંક અવશ્ય હોવો જોઇએ

છૂટક મૂલ્ય–સવા રૂપિયો.

બે રૂપિયા ભરીને શ્રી જૈન સત્ય પ્રકાશના ગ્રાહક બનનારને આ અંક ચાલુ અંક તરીકે અપાય છે.

☆

—: લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા

અમદાવાદ